# સુરત જિલ્લાની

## પ્રાવેશિક

# ભૂગોળ.



લખનાર
શિક્ષક માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક.

પ્રકાશક
જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.
ઠે. તાર ઑફિસ સામે, સુરત.



આવૃતિ પહેલી   સને ૧૯૨૨   પ્રત ૧૦૦૦.

કી૦ ૦-૧-૬ દોઢ આનો.

# સુરત જિલ્લાની

## પ્રાવેશિક

# ભૂગોળ.



ઘણા તાલુકા ભેગા થાય અને રાજકિય વહિવટ માટે તેનો જે સમુહ નક્કી કરવામાં આવે તેને 'જિલ્લો' કહે છે. અને એ જિલ્લાના અધિકારીને કલેકટર કહે છે. આ પ્રમાણે ૮ તાલુકા મળી આપણો 'સુરત જિલ્લો' થયો છે.

સિમા—જિલ્લાના ઉત્તર ભાગે ભરૂચ જિલ્લોને રાજપીપળા સ્ટેટ

દક્ષિણે થાણા જિલ્લો અને દંમણગંગા નદી

પૂર્વે—સુરત એજંન્સી અને

પશ્ચિમે—અરબી સમુદ્ર આવેલો છે.

વિસ્તાર—આખા જિલ્લાનો એકંદર વિસ્તાર ૧,૬૬૨ ચોરસ મૈલનો છે અને તેમાં એકંદર વસ્તી

૬૫૪૦૦૦ માણસની છે. પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૬૦ મૈલ અને ઉત્તર દક્ષિણ લંબાઈ ૮૦ માઈલની છે. આખા જિલ્લાના તાલુકા એક ભાગે નથી પરંતુ ત્રણ કકડે વહેંચાએલા છે અને વચ્ચેનો ભાગ ગાયકવાડ સરકારના તાબાનો મૂલક છે. જમીન રસાળ અને ઉત્તમ છે નદી વિગેરેથી થએલા નિચાણો તથા ડુંગરાળ ઉચ્ચ પ્રદેશો બાદ કરતાં લગભગ આખો પ્રદેશ સપાટ છે. પારડી તાલુકો ડુંગરાળ છે અને માંડવી તાલુકાનો કેટલોક ભાગ કેવળ પહાડી છે. એનો ઢાળાવ પૂર્વથી પશ્ચિમ તરફનો છે. એની પાસે ધરમપોર, વાંસદા ડાંગ અને સચીનના દેશી રાજ્યો આવેલા છે. તેના ઉપર દેખરેખ રાખવાને અંગ્રેજ સરકાર તરફથી જે અધિકારી રાખવામાં આવે છે તે 'પોલિટિકલ એજન્ટ' કહેવાય છે. અને એ કામ સુરત જિલ્લાના કલેકટરને સોંપવામાં આવે છે. એ દેશી રાજ્ય પર બ્રિટિશ સરકારનો કાબુ નથી. જે ભાગ પર બ્રીટીશ સરકારનો કાબુ છે તે ભાગને ખાલસા ભાગ કહે છે આપણે

સામાન્ય રીતે સુરત જિલ્લામાં એ ખાલસા વિભાગનીજ ગણત્રી કરીએ છીએ.

ઉચ્ચપ્રદેશ-માંડવી, બારડોલી અને જલાલપોર, વલસાડને પારડીનો પૂર્વ ભાગ ઉચ્ચ પ્રદેશ છે પણ તે એટલો બધો પુષ્કળ ઉંચો નથી.

પર્વત-આ જીલ્લામાં મોટા અને જાણવાજોગ ખાસ પર્વતો નથી. નાના ડુંગરા છે. તેમાં પારડી પાસેનો પારનેરાનો ડુંગર તથા ઉદવાડા પાસેનો ડુંગર ખાસ જોવા જેવા છે. તેના ઉપર અસલના વખતનાં મંદિર બાંધેલાં છે. પારનેરા ઉપર હાલમાં પણ એવા મંદિર છે અને ત્યાં લોકો ધર્મક્રિયાને અર્થે જાય છે તેની ઉપર જુના બાંધકામના ખંડેરો પણ છે.

ખનીજ—ભોંયમાંથી જુની વસ્તુઓમાં મૂખ્યત્વે માંડવી તાલુકામાંથી અકીકના પત્થર નીકળે છે.

હુન્નર ઉદ્યોગ-મૂખ્યત્વે કરીને ખરાખોટા કસબનું ભરતકામ, કોતરકામ, તથા સુતરાઉ તથા રેશમી કાપડ વણવાનો છે. વલસાડ તાલુકામાં એક ઠેકાણે મીઠું પકવવામાં આવે છે.

નદીઓ-એકંદર બધી મળીને આસરે વીસેક છે તેમાં ખાસ અગત્યની નીચે પ્રમાણે છે.

(૧) તાપી.-આખા ગુજરાત પ્રાંન્તમાં મોટામાં મોટી નદીઓમાં તાપી નદી ગણાય છે. અને એક સિવાય બીજી કોઇ નદી તેના કરતાં મોટી નથી. તે સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેની લંબાઇ: એકંદર ૪૫૦ મૈલ જેટલી છે.

(૨) મિંઢોળા-(૩) પૂર્ણા (૪) અંબિકા (૫) પાર, ઔરંગા, કીમ. આ ખાસ મોટી નદિઓ છે તે સિવાય કોલક, દમણગંગા, કાવેરી, ખરેરા વાંકી, વિગેરે નાની નદીઓ છે

જંગલો—ડાંગ આખો જંગલોનોજ પ્રદેશ છે. અને તેમાં પોપટ ઘણાંજ સારા થાય છે ડાંગનો પોપટ વખણાય છે તે સિવાય તેમાં વાઘની પણ ઘણી ઘણી વસ્તી જોવામાં આવે છે એ સિવાય, રીંછ, જંગલી પાડા, ભેંસ, ગાયો, હરણાં સસલા વગેરે પણ દીઠામાં આવે છે.

ધરમપુર અને વાંસદાનું રાજ્ય પણ જંગલોથીજ ભરાએલા છે. ત્યાં પણ જંગલી પ્રાણીઓ વસે. છે તે સિવાય સુરત જિલ્લામાં ગણાતો પોર્ટુગીઝ હવેલી નગર હવેથી કેવળ જંગલજ છે અને ત્યાં પણ વાઘ વરૂ વિગેરે જંગલી

પ્રાણીઓની પુષ્કળ વસ્તી છે. બધા જંગલોમાં, લોંકડી, સાબર, હરણ, રીંછ, રોઝ શિયાળ, દીપડા, તરસ, વગેરે જનાવરો તથા કહીં કહીં જંગલી પશુઓની વસ્તી છે.

વરસાદ—પારડી તાલુકામાં સૌથી વધારે વરસાદ પડે છે. જંગલોમાં પણ વરસાદનું જોર ઘણુંજ જણાય છે. સામાન્ય રીતે બધેજ વરસાદ હોય છે.

પાક—ડાંગર, જુવાર, રૂ, ઘઉં, કઠોળ, બાજરી, દીવેલી, નાગલી, કોદ્રા, શેરડી, કેરી, કેળાં, તમાકુ, ભીંડી, દરેક જાતના શાક વગેરે ઓછા કે વત્તા પ્રમાણમાં દરેક સ્થળે પાકે છે. જંગલમાં હરડાં, બેઢાં આમળાં અને મહુડાં વગેરે પકવવામાં આવે છે.

નિકાશ—અને તે બધો માલ મોટા પ્રમાણમાં બહાર ગામોમાં મોકલવામાં આવે છે.

યાંત્રિક સાધનો—સુરત શહેરમાં સુતર વિગેરેની મિલો છે તેજ પ્રમાણે કેટલાક ગામોમાં, કપાસ લોઢવાનાં, સુતર કાંતવાનાં જાતના ઓખા જુદા પાડવાનાં વિગેરે યાંત્રીક સાધનો છે.

હવાપાણી—માંડવી તાલુકાનાં હવા પાણી તદન ખરાબ ગણાયછે કારણકે તેના બધા ભાગો લગભગ જંગલથી

છવાએલા છે. બાકીના ભાગોમાં શિઆળામાં અને ઉનાળામાં સમાન તાપ પડે છે. હવા પાણી પણ સારાં છે અને એકાદ બે ભાગોની હવા ઘણીજ સારી અને માફકસર છે.

વનસ્પતિ—આંબા, તાડ, ખજુરા, વડ, આમલી, લીમડા, જાંબુડા, પીપળા, બાવળ વિગેરે જંગલી ઝાડો છે સિસમ, સાગ, ખેર, વાંસ વિગેરેની પેદાશ પણ છે અને તે બધી બહારગામ મોકલવામાં આવે છે.

વસ્તી—આખા જિલ્લામાં હિંદુ, મુસલમાન અને પારસી ખ્રિસ્તિ વિગેરેની વસ્તી છે બધા મળી એકંદર ૬૫૪૦૦૦ માણસોની વસ્તી છે હિંદુઓ હિંદુ ધર્મ, મુસલમાનો મુસલમાની ધર્મ, પારસીઓ જરથોસ્તી, અને દેશી ખ્રિસ્તીઓ, ખ્રિસ્તી ધર્મ પાળે છે. લોકોનો ખાસ ધંધો ખેતીનો છે. બાકીનાં લોકો વેપાર નોકરી વિગેરે કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

જમીન--જમીન કાળી અને ગોરાડુ છે અને તે પુષ્કળ પાક આપે છે.

આયાત--બધોજ પરદેશી--કાચનો સામાન, લખવાને ઉપયોગનો સામાન કાગળ વિગેરે, કાપડ લોઢા,

પિતળ બીજી બધી ધાતુની વસ્તુઓ, દવાઓ, ખાંડ, સાબુઓ પણ આવે છે.

વેપારીમાર્ગો—ત્રણ માર્ગે વેપાર ચાલે છે. (૧) જલ માર્ગે (૨) આગગાડી ને રસ્તે (૩) સડક મારફતે. જલમાર્ગનો વેપાર ઘણોજ થોડો છે.

રેલ્વે—ત્રણ મોટી રેલ્વે છે. (૧) મુંબઈ, વડોદરા, અને મધ્યહિંદુસ્થાન રેલ્વે. (બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઈન્ડિઆ રેલ્વે,) (૨) તાપીની શરહદ પરથી જતી રેલ્વે, તેને ટાપ્ટીવેલી કહેવામાં આવે છે. અને ત્રીજી બીલીમોરા કાળા આંબા રેલ્વે છે.

જંકશન—જ્યાં આગળથી બે બાજુએ જુદીજુદી રેલ્વે લાઇન જતી હોય તે જગ્યાને જંકશન કહેવામાં આવે છે એવા બે જંકશન છે. સુરત અને બીલી મોરા. સુરતમાં ગાડી બદલાય છે પરંતુ ખરેખરૂં જંકશન સુરત નથી પણ ઊધના છે કારણ કે બે રેલ્વે ત્યાંથી જુદી પડે છે. એક બી. બી. રેલ્વે અને બીજી. ટાપ્ટીવેલી રેલ્વે. તેમજ બીલીમોરાથી પણ બે રેલ્વે જુદી પડે છે એક કાળાઆંબા રેલ્વે અને બીજી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે.

બંદરો- દક્ષિણેથી ઉત્તર તરફ જતાં કોલક; ઉમરસાડી, વલસાડ. બીલીમોરા નવસારી, સુરત અને ભગવા એ પ્રમાણે ૬ બંદરો છે તેમાં સુરત અને વલસાડ એ બે મોટાં છે.

જાત્રાના ઠેકાણા-ઉધના, ભીમપોર, ઉમરા, ફૂલપાડા, અગ્નિવનિ કુમાર, મોરા, કુંતા, બહુધાન સરસ અને તડકેશ્વર એ બધા હિંદુઓના જાત્રાના ઠેકાણાં છે.

'ઉદવાડા' એ પારસી લોકોનું જાત્રાનું સ્થળ છે.

હવાખાવાના ઠેકાણા-તીથલ, ભીમપોર, ડુમસ તથા હજીરો.

રાજકીય આખો જિલ્લો સીધો કે આડકતરો અંગ્રેજ સરકારના તાબામાં છે. દેશી રાજયોનો સમૂહ એજન્સી કહેવાય છે. એ એજન્સી ઉપર અધિકાર ચલાવવા સરકાર તરફથી પોલિટિકલ એજન્ટ નિમાય છે ખાલસા ભાગનો ઉપરી કલેકટર કહેવાય છે આ કલેકટરનેજ એજન્સીનો પોલિટિકલ એજંટનો અધિકાર સોંપવામાં આવે છે. (૧) કલેકટરનું મૂખ્ય કામ આખા જીલ્લાની તમામ મ્યુનિસિપાલિટિ, મહેસુલ ખાતું ન્યાય ખાતું વિગેરે તમામ ખાતાંપર

તપાસ રાખવાનું છે. અને તેને મેજીસ્ટ્રેટ તરીકે ન્યાય આપવાની પણ સંપૂર્ણ સત્તા છે. તેમને મદદ કરવા આસિસ્ટંટ કલેકટર, ડેપ્યુટી કલેકટર વિગેરે બીજા ઘણાં અમલદારો હોય છે અને તે બધાં તેમના હુકમમાં રહી વહીવટ કરે છે. તાલુકામાં તેમનાં તરફથી મામલતદાર રાખવામાં આવે છે. ચોરી, લુંટફાટ મારામારી વિગેરે ગુન્હા થતાં અટકાવવા માટે સરકારના સિપાઇઓ વિગેરે રહે છે તેના ઉપર દેખરેખ રાખનારા અધિકારી તે પોલિસ સુપ્રીટેન્ડન્ટ કહેવાય છે. તેને મદદ કરવા પોલીસ સબ ઇન્સપેક્ટરો ઇન્સપેકટર વિગેરે નાના અધિકારી હોય છે, ન્યાય ખાતાનાં લેવડ દેવડનાં ચુકાદા કરનાર તથા મારામારી લુંટફાટ વિગેરે ફોજદારી ગુન્હાનાં ચુકાદા કરનાર ખાતું તે ન્યાય ખાતું કહેવાય છે અને તેના અધિકારી જજ કહેવાય છે. બાંધકામ વિગેરે ખાતા માટે એન્જીનીયર, ગરીબો વિગેરે માટે ધર્માદા દવા આપવા માટેના દવાખાનાનો ઉપરી સિવિલસરજ્યન હોય છે તેમ મદદ કરવા આસિસ્ટંટ સરજ્યન વિગેરે હોય છે.

સરકારી કેળવણીખાતા તરફથી તે કામપર દેખરેખ રાખવાને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રાખવામાં આવે છે અને તેને મદદ કરવા બીજા આસિ. ડે. એ. ઇ. નીમાય છે. સરકારી તેમજ ખાનગી લોકોના કાગળ વિગેરે પહોંચાડવા માટે પોસ્ટ ખાતું રાખવામાં આવે છે તેનો ઉપરી હેડ પોસ્ટ માસ્તર કહેવાય છે. અફીણ, ભાંગ, ગાંજો એવી કેફી ચીજ સરકારના પરવાના વગર વેચાતી નથી તે ખાતાપર દેખરેખ રાખવાનો આબકારી ઈન્સ્પેકટર નામનો અમલદાર હોય છે અને તે કામ કરનારા વિભાગને આબકારી ડિપાર્ટમેંટ કહેવામાં આવે છે.

જગાત ખાતું—રેલ્વે, સડક, કે દરીઆ માર્ગે એકગામથી બીજે ગામ જે માલ જાય છે તે પર જકાત લેવામાં આવે છે તે ખાતાનો ઉપરી જકાત ખાતાનો કલેકટર કહેવાય છે શહેરનાં લોકોએ ચુંટેલા માણસો અને થોડા સરકારે મોકલેલા માણસોની ભેગી પંચ તે મ્યુનિસિપલ કહેવાય છે તેજ પ્રમાણે તાલુકાઓની પંચને લોકલબોર્ડ કહે છે. તેનો પ્રમુખ તે ખાતાનો ઉપરી ગણાય

છે. રસ્તા પર પાણી છાંટવું, સડકો સમરાવવા વિગેરેનાં કામ તે ખાતું કરે છે. જંગલનાં લાકડાં વિગેરેનાં વેચાણનાં પૈસા ઉપજાવનાર તથા તેપર દેખરેખ રાખનાર 'જંગલખાતું" કહેવાય છે અને તેનાં ઉપરી તે જંગલ ખાતાનો અધિકારી ગણાય છે.

. એ સિવાય કેટલાંક બીજાં નાનાં ખાતાં હોય છે; મ્યુનિસિપાલ ખાતાં આખા જિલ્લામાં ફકત સુરત, રાંદેર અને વલસાડ છે. જીલ્લાના આઠ તાલુકા અને ચાર દેશી રાજયો છે તે નીચે પ્રમાણે—

(૧) ચોર્યાસી તાલુકો
(૨) ઓલપાડ તાલુકો
(૩) બારડોલી તાલુકો
(૪) માંડવી તાલુકો
(૫) પારડી તાલુકો
(૬) વલસાડ તાલુકો
(૭) ચીખલી તાલુકો
(૮) જલાલપોર તાલુકો

(૧) ધરમપોરનું રાજ્ય
(૨) વાંસદાનું રાજય
(૩) સચીનનું રાજય
(૪) ડાંગનું રાજય

# (૧) ચોર્યાસી તાલુકો.

એ તાલુકાનાં ગામ ગાયકવાડ સરકાર તથા સચીનનાં નવાબ વિગેરેનાં તાબાનાં મુલકમાં આવેલાં છે. એકંદરે ૨૧૫૦૦ માણુસની વસ્તી છે. તેમાં કલેકટર, જડજ, મામલતદાર, સિવિલ સરજ્યન ડે એ. ઈન્સ્પેકટર વિગેરે હરેક જિલ્લાનાં વડા અધિકારીઓની ઓફિસ આ તાલુકામાં છે કારણ કે જીલ્લાનું મુખ્ય શહેર સુરત આ તાલુકામાં આવેલું છે.

**સીમા**–ઉત્તર ઓરપાડ તાલુકો.
દક્ષિણે–ગાયકવાડનું રાજ્ય
પૂર્વે–ગાયકવાડનું રાજ્ય અને
પશ્ચિમે–દરિયો આવેલો છે.

**નદી**–તાપી અને મિંઢોળા બે મોટી નદિઓ છે. અને તાપી નદીપર સુરત શહેર આવેલું છે.

**જાત્રાના ઠેકાણા**–ઉધનામાં ધૂળીયા મહાદેવની ?
ઉમરામાં—રામનાથ ઘેલાની ?
ભીમપોરમાં—ભીમપોરીઆ હનુમાનની ?
ફુલપાડામાં તથા અશ્વનિકુમારમાં ઘણા મહાદેવ વિગેરેના મંદિર છે તેની જાત્રા ભરાય છે.

સ્ટેશન—સચીન, ઉધના, સુરત, ઉતરાણ એ પ્રમાણે ચાર સ્ટેશનો છે.

આ તાલુકામાં—સણીયામોદ, ડીંડોલી, દહેલાડવા, ભેસ્તાન, વાંઝ અને મોટા ાશાછા વિગેરે ગામો લોકોને ઇનામમાં આપેલા છે તે ઇનામી ગામો કહેવાય છે.

હવા ખાવાનાં ઠેકાણાં—ભીમપોર અને ડુમસ છે.

મોટા ગામ—સુરત—તાલુકાનું અને જિલ્લાનું મૂખ્ય ગામ છે. ત્યાં પુષ્કળ લાયબ્રેરી દવાખાનાં વિગેરે છે. શહેર ઘણું મોટું છે સાત આઠ છાપખાના સારા મોટાં છે. બાકી નાનાં નાનાં મળી કુલે વીશેક છાપખાના હાલમાં થયા છે ? તથા બીજો પણ ઘણો વેપાર ચાલે છે. પૂર્વે એ ઘણું મોટું અને સમૃદ્ધિવાળું શહેર હતું. પણ પાછળથી આગ અને રેલથી પાયમાલ થઈ જવાથી હાલમાં મધ્ય સ્થિતિ ધરાવે છે તોપણ શહેર ઘણું જોવા અને જાણવા લાયક સ્થાનોથી ભરપુર છે. પાસેથી તાપી નદી વહે છે અને તેને કિનારે મોટો કિલ્લો અને હોપપૂલ બાંધેલો છે અને કીલ્લામાં જિલ્લાનાં તમામ ખાતાનાં ઓફિસરોની ઓફિસો આવેલી છે.

રાંદેર—આખા જિલ્લામાં બીજા નંબરનું ગામ છે તેમાં મોટે ભાગે વહોરા લોકોની વસ્તી છે તાપી નદીના આ તીરે સુરત્ત અને બીજા તીરે રાંદેર ગામ આવેલું છે. રાંદેર કસ્બો ગણાય છે. રાંદેરના બધા વહોરા સુન્ની ધર્મ પાળે છે. અને સુરતની માફક ત્યાં પણ એક મ્યુનિસિપાલિટિ છે

કતારગામ—બેઠા ઘાટનું ગામડું છે અને ત્યાંની પાપડીને માટે વખણાય છે અને ત્યાં કંતારેશ્વર મહાદેવનો દર શ્રાવણ મહિનામાં સોમવારે મેળો ભરાય છે.

ભાઠા—નાનું ગામડું છે અને ત્યાંની શાકભાજી ઘણી સારી આવે છે.

અડાજણ—ભાઠાની પાસેનું નાનું ગામડું છે અને ત્યાં મોટી વસ્તી કણબી લોકોની છે ત્યાંનું દુધ ઘણું વખણાય છે.

કુંભારીઆ—એ એક નાનું ગામ છે. અને ત્યાં સુરણ આદુ ઘણું પાકે છે.

ઉમરા—એ રામનાથ ઘેલાની જાત્રા ભરાવાનું સ્થળ છે.

ભીમપોર }
ડુમસ }—સચીનનાં નવાબનાં તાબાનાં ગામડાં છે, અને ત્યાં લોકો હવા ખાવાને જાય છે.

કુલપાડા—એ જાત્રાનું સ્થળ છે, અને ત્યાં 'અશ્વિનીકુમાર'

નામની જગ્યામાં હિંદુ લોકોનાં શબ બાળવામાં આવે છે.

સચીન--નવાબની રાજધાનીનું ગામ છે. અને સ્ટેશન છે.

પેદાશ—રૂ, ને જુવાર આ તાલુકામાં ઘણાં થાય છે.

## ( ઓરપાડ તાલુકો. )

એમાં એકંદર ૧૩૩ ગામ છે અને ૬૨૦૦૦ માણસની વસ્તી છે.

સીમા—ઉત્તરે—કીમ નદી, ભરૂચ જિલ્લો.

દક્ષિણે—ચોર્યાસી તાલુકો.

પૂર્વે—ગાયકવાનું રાજ્ય.

પશ્ચિમે—ખંભાતનો અખાત.

નદી—કીમ અને તાપી.

હવાખાવાનાં ઠેકાણાં—હજીરા.

રેલ્વે સ્ટેશન—કીમ અને સાયણ.

જાત્રાનાં ઠેકાણાં—સરસ અને મોરા.

મોટા ગામો—ઓરપાડ-સેનાખાડીપર તાલુકાનું ગામ છે. એ નદી ભગવા દાંડી આગળ સમુદ્રને મળે છે. ઉનાળામાં એનું પાણી ઘણે ભાગે સૂકાઈ જાય છે. બીજી કેટલીક નાની ખાડીઓ તાલુકામાં

છે. અહીંઆ જવા સારૂં રાંદેરથી પાકી સડક બાંધેલી છે. ઓરપાડ તાલુકાનાં મામલતદાર સાહેબની કચેરી પણ એજ ગામમાં છે.

ભગવા-દાંડી—એ બે જુદા જુદા ગામ છે તોપણ એકજ ગામ હોય તે પ્રમાણે સાથે બોલાય છે. બંન્ને ગામ બંદરો છે.

સુંહાલી—સારૂં બંદર છે. અહીં પહેલાં પરદેશી પ્રજાનાં વહાણો રાખવામાં આવતાં હતા.

સરસ—એમાં સિદ્ધનાથમહાદેવની મોટી જાત્રા ભરાયછે

મોરા—કુવાની જાત્રા ભરાય છે. હિંદુ લોકોમાં ભુત પ્રેતનાં ઘણાં વહેમો ચાલે છે તેવા વહેમો મટાડવા મરેલા માણસોની ક્રિયા કરવા અંહિં ગરજુ લોકો આવે છે.

અમરોલી, સાયણ, કીમ,—એ ત્રણ રેલ્વે સ્ટેશન છે.

હજીરો—એ હવાખાવાનુ ઠેકાણુંછે. અહીં દીવાદાંડી બાંધેલી છે.

નીકાશ—જુવાર, રૂ અને ઘઉં.–ડાંગરનો પાક ઓછો થાંય છે, કારણકે કાળી જમીન છતાં પણ વરસાદ પ્રમાણમાં બહુ થોડો પડેછે.

## માંડવી તાલુકો

સીમા-ઉત્તરે-ગાયકવાડનું રાજ્ય.

દક્ષિણે-તાપી નદી ને બારડોલી તાલુકો અને
પૂર્વે-રાજપીપળા સંસ્થાન તથા
પશ્ચિમે-ગાયકવાડનું રાજ્ય છે.

આ તાલુકામાં એકંદરે ૧૩૬ ગામ છે. અને ૫૪૦૦૦ મ.ણુ-સની વસ્તી છે. આ તાલુકામાં જંગલ પ્રદેશ વધારેછે. અને એનાં હવા પાણી ખરાબ છે મુખ્ય વસ્તી ભીલ લોકોની છે, અને તેઓ કોદરા વિગેરે તેઓના લાયકનો ખોરાક પકવેછે. એમાં ઘણા ડુંગરાં આવેલાંછે. ૪૦૦ વર્ષ પહેલાં એ તાલુકામાં ભીલ રાજાનો અમલ હતો તે તૂટયા કેડે ઉદેપૂરના રાણાનાં કુલનાં કોઈ રાજકુમારનાં હાથમાં તેની સત્તા ગઇ સંવત ૧૮૯૮ માં અંગ્રેજ સરકારે ત્યાં જપ્તી કરી અને પછી કેટલેક વરસે એ તાલુકો ખાલસા કર્યો હાલ પણ ત્યાં ભીલ લોકોની ઘણી વસ્તી છે એના સાત ભાગ પાડેલાછે અને તેને ટપ્પા કહેછે. માંડવી, બહુધાન, પાતાલ, વગઢ, દઢવાડા, હવેલી ને બારગામ આ પ્રમાણે એના સાત ભાગના નામછે, આ તાલુકામાં રેલ્વે નથી.

જાત્રાનાં ઠેકાણાં બહુધાન અને તડકેશ્વર-

મુખ્ય નદી-તાપી અને વ્રેહ છે તે રૂડાનામના પર્વતમાંથી નિકળી તાપી નદીને મળે છે. એટલે તાપી અને વ્રેહ નામની બે નદીઓ આ તાલુકામાં આવેલી છે. આખા તાલુકામાં ૫૪૦૦૦ માણુસની વસ્તી છે.

મૂખ્યગામો—માંડવી-તાલુકાનું મોટું ગામ છે અને તેમાં મામલતદારની કચેરીછે.

બહુધાન—જાત્રાનું ઠેકાણુછે અને ત્યાં દર બાર વર્ષે મોટી જાત્રા ભરાયછે.

તડકેશ્વર—તડકેશ્વર મહાદેવની જાત્રા ભરાયછે.

ઘંટોલી--ગામછે.

ગોડસંબા--ભીલ, ચોધરા, વગેરેનાં છોકરાઓની ત્યાં બોરડીંગછે. તાલુકાની મૂખ્ય નિકાશ કોદ્રા, ડાંગર, જુવાર અને દીવેલીની છે.

## બારડોલી તાલુકો.

એમાં ૮૫૦૦૦ માણુસની વસ્તીછે. અને ૧૨૬ ગામછે વસ્તીનો મોટો ભાગ કણુબીઓનોછે. તે સાહસીક, ચતુર અને બહાદુર પ્રજાછે. આખા હિંદુસ્થાનમાં ચતુરમાં ચતુર કાર્યદક્ષ પ્રજા તરીકે નામના મેળવનારો આ પહેલોજ તાલુકો છે. તેની મૂખ્ય પેદાશ ડાંગર, જુવાર, કપાસ :અને શેરડી છે.

નદી—તાપી, મિંઢોળા, પૂર્ણા અને જાંખરી.

પેટામહાલ—એમાં વાલોડ નામનો પેટા મહાલ છે, તેના અધિકારીને મહાલકરી કહેછે.

સ્ટેશન—બારડોલી, ટીંબરવા, અને મઢી.

મોટાગામ—બારડોલી-મિંઢોળા નદીપર તાલુકાનું મોટું ગામ છે. દેગામ, વાંકાનેર, કસવાવ, બુહારી, વરાડ, મોતા, કડોદ વાલોડ અને સરભોણુ-મોટાં ગામો છે. આપણા મહાભારતની લડાઈનું 'કુરૂક્ષેત્ર' નામનું એ પ્રખ્યાત સ્થળ છે. વર્તમાન કાલનું કુરૂક્ષેત્ર 'બારડોલી' ગણાય છે.

## (ચીખલી તાલુકો.)

એ તાલુકામાં બધા મળીને ૬૬ ગામ છે અને તેમાં એકંદર ૬૦,૦૦૦ માણસની વસ્તી છે. ડાંગર, કોદરા, દીવેલી અને શેરડીનો મૂખ્ય પાક છે અને તેજ બહાર ગામ મોકલવામાં આવે છે.

સીમા—ઉત્તરે—અંબિકા નદી અને ગાયકવાડી રાજ્ય. તથ ગણદેવી પરગણું.

દક્ષિણે-ધરમપૂરનું રાજ્ય.

પૂર્વે—વાંસદાનું રાજ્ય

પશ્ચિમે—વલસાડ તાલુકો.
સ્ટેશન—ચીખલીને રાનકુવા.
નદી—અંબિકા કાવેરી, અને ખરેરા.
મૂખ્ય ગામ—ચીખલી-કાવેરી નદીપર તાલુકાનું મૂખ્ય ગામ છે. અંગ્રેજી નિશાળ મામલતદારની કચેરી વિગેરે પણ ત્યાં છે. પાદરે સુંદર તળાવ છે અને કેટલાક લોકો આખા તાલુકામાં અહિંનાં હવાપાણી વધારે પસંદ કરે છે.
ખેરગામ—એ ગામમાં એક હોસ્પિતાલ છે.
સિવાય—દેગામ, આલીપોર અને ગણદેવી નામે મોટા ગામો છે.
દેવકી ઉનાઇ—ઉત્તરમાં ઉના પાણીનો કુંડ છે અને ત્યાં દર વરસે ચૈત્ર સુદ પુનમે મોટી જાત્રા ભરાય છે.

## વલસાડ તાલુકો.

એમાં એકંદર ૯૬ ગામ છે અને કુલ ૬૦,૦૦૦ માણસની વસ્તી છે. આ તાલુકામાં પાલન નામનું તળાવ છે અને તેમાં કમળના ફુલ પોયણી શીંગોડા વિગેરે પુષ્કળ થાય છે જમિન રસાળ અને સારી છે. કેરી, કેળાં, ચણા, વાલ, નાગરી, દિવેલી, કોદરા, ડાંગર વિગેરે આ ગામની

પેદાશ છે. અને તે બહાર ગામ મોકલવામાં આવે છે.

સિમા—ઉત્તરે—અંબિકા નદીને ગાયકવાડનું રાજ્ય.
દક્ષિણે—પાર નદિ.
પૂર્વે—ચીખલી તાલુકો અને ધરમપોરનું રાજ્ય.
પશ્ચિમે અરબી સમુદ્ર.

નદી—આ તાલુકામાં પ્રસિદ્ધ પાર નદી છે અને એના ઉપર બાંધેલો નવી પ્રદ્ધતી પ્રમાણેનો પૂલ ઘણો વખાણવા લાયક છે અંબિકા, કાવેરી, ખરેરી, ઔરંગા એ પાંચ નદીઓ છે ખાડીઓ વાંકી, બામ, કોલાઈ એ ત્રણ ખાડીઓ છે. આ તાલુકામાં વહે છે. પારનેરાનો ડુંગર ઘણો જોવા લાયક છે. અને એના ઉપર સુંદર બાંધણીનો ખંડીએર થઇ પડેલો કોટ છે, મંદિર પણ ત્યાં છે અને લોકો ત્યાં દર્શનાર્થે જાય છે.

સ્ટેશન—ડુંગરી અને વલસાડ છે.

મોટાગામ—વલસાડ છે. ત્યાં સુધરાઇ ખાતું છે. ગામ સારૂં અને જોવા જેવું છે. બે ત્રણ છાપખાના છે. એ સુંદર બંદર છે. અંહી થી અનાજ, ગોળ, અને સાગ વિગેરે બહાર ગામ મોકલવામાં આવે છે. વલસાડ કસ્બો કહેવાય છે

ભદેલી, છરવાડા, માલવેણ, ડૂંડાચ, ડુંરીઆ, બીગરી, અને બીજા મોટા ગામો છે.

કોસંબા—એમાં હિવાહાંડી છે.

તિથલ—હવાખાવાનું ઠેકાણું છે, અને ઉનાળામાં સુરત જિલ્લાના કલેકટર અત્રે હવા ખાવાને આવેછે. આ તાલુકાના ખારવા, સાહસિક છે અને બધે ઠેકાણે મુસાફરી કરવા જાય છે. પારનેરાનાં ડુંગરપર બાંધેલો કિલ્લો. ગાયકવાડ સરકારે બંધાવેલો કહેવાય છે.

## ( પારડી તાલુકો )

એ તાલુકામાં ૮૨ ગામ છે. અને એકંદર ૫૮૦૦૦ માણસની વસ્તી છે. ડાંગર, દીવેલાં, કોદ્રા, શેરડી, નાગલી, ચણા, અને વાલ, આ તાલુકાની મુખ્ય પેદાશ છે. સુરત જિલ્લાની દક્ષિણમાં છેવટનો આ તાલુકો છે. સ્વાભાવિક રીતે આ તાલુકો ઘણો પાછળ પડતો ગણાય છે.

સીમા—ઉત્તરે—પારનદી—દક્ષિણે—દમણગંગાનદી પૂર્વે—ધરમપોરનું રાજ્ય પશ્ચિમે—અરબીસમુદ્ર

નદી—કોથલ, પાર, અને કોલક.

સ્ટેશન—વાપી, ઉદવાડા ને પારડી.

મોટા ગામો—પારડી-પાર નદી ઉપર તાલુકાનું મૂખ્ય ગામ છે.

બગવાડા—કોલકનદીપર છે અહીં કિલ્લો છે પૂર્વે આ ગામડું ઘણું સુંદર અને આબાદીવાળું હતું નામદાર પેશ્વા સરકારના વખતમાં અહીં એક થાણું હતું.

કુંતા—દમણ જતાં રસ્તામાં નાનું ગામ છે અહીં પહેલાં કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાતી હતી, હાલમાં માત્ર તે રિવાજ રહી ગએલો હોવાથી બહુ થોડા માણસો ભેગા થાય છે.

ઉદવાડા—એ પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું છે. અહીં અગ્નિનું દેવળ છે ત્યાં ઘણા પારસીઓ જાત્રા માટે જાય છે.

ઉમરસાડી—એ એક સારૂં બંદરૂ છે.

કોલક—એ પણ બંદર છે.

વાપી—સ્ટેશન છે અને પોર્ટુગીઝ રાજયમાંનાં વેપારીઓ વિગેરેનાં અહીં ઘણાં બંગલા વાડી વીગેરે છે. મોટી અને સારી બજાર છે, અને તેનાં પ્રમાણમાં લોકોની વસ્તી પણ સારી છે.

## (૮) જલાલપોર તાલુકો

એમાં એકંદર ૬૬ ગામ છે. અને ૮૦૦૦૦ માણસની વસ્તી છે. આ તાલુકાની જમીન ઘણી રસાળ અને સારી છે. બીજા તાલુકાઓ કરતાં વસ્તી પણ સારી છે. કેરી, અન્નાસ, કેળાં અને ફણસ અહીં પુષ્કળ થાય છે, ઉપરાંત ડાંગર, કોદરા અને દિવેલી નો પણ ઘણો પાક છે. એની પાસે ગાયકવાડી ગણ-દેવી પરગણું છે, અને ત્યાંના ગોળ ઘણોજ વખણાય છે. આ તાલુકામાં ત્રણ ગામ ચીખલીનાં નવાબ સાહેબનાં તાબા પૈકીનાં છે.

સીમા—ઉત્તરે–પુર્ણાનદી, ગાયકવાડનું રાજય.

દક્ષિણ–અંબિકા નદી,

પૂર્વે—ગાયકવાડી પ્રદેશ,

પશ્ચિમે—અરબી સમુદ્ર.

નદી—પૂર્ણા અને અંબિકા.

સ્ટેશન–અમલસાડ, વેડછા, અને નોસારી.

મોટાગામ—જલાલપોર—તાલુકાનું મુખ્ય ગામ પૂર્ણા નદી પર ગાયકવાડી નોસારી કસ્બાની પશ્ચિમે આવેલું છે. મટવાડ અને કાલીઆડીમાં સરકારી દવાખાનાં છે. સિસોદરામાં કપાસ લોઢવાનો સાંચો છે.

અગ્રામા, અમલસાડ, કછોલી, આંટ, ખરસાડ, અષ્ટગામ પનાર, ને સિસોદરા, મોટા ગામો છે.

## સુરત એજંસિ.

આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે સુરતજિલ્લાનાં કલેકટર સાહેબનાં અધિકાર હેઠળ સોંપાએલો દેશીરાજયો નો સમૂહ તે સુરત એજન્સીને નામે ઓળખાય છે. એજન્સીનો વહીવટ કરતી વખતે કલેકટર એજન્સીના પોલિટિકલ એજંટ કહેવાય છે. લગભગ એનું ક્ષેત્રફળ સુરત જિલ્લા જેવડુંજ છે. અને ૨૮૦૦૦૦ માણુસની વસ્તી છે. સચીન સંસ્થાન સિવાય બાકીનો પ્રદેશ જંગલથી છવાએલો છે.

### (૧) ધરમપોરનું રાજ્ય

આ સંસ્થાનનાં રાજા સિસોદીઆ જાતના રજપુત છે. ભાત, નાગલી, અને ઈમારતી લાકડાં, આમળાં, બેઢાં, અને હરડાંનો મૂખ્ય પાક છે, અને તે બહાર ગામ ખાતે મોકલવામાં આવે છે. વસ્તીનો મોટો ભાગ કાળી પરજ, અને આ ગામનો વિસ્તાર ૮૦૦ ચોરસ માઇલનો છે.

સીમા

ઉત્તરે—વાંસદાનું રાજ્ય,

દક્ષિણે—થાણા જિલ્લો

પૂર્વે —ખાનદેશ, અને

પશ્ચિમે--સુરત જિલ્લો છે.

એની ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૪ મૈલ તથા પૂર્વ પશ્ચિમે પહોળાઇ ૧૫ મૈલ છે. એમાં ૧૨૦૪૯૮ માણસની વસ્તી છે. એમાં ડુંગર અને જંગલો ઘણાં છે.

**નદીઓ**--અંબિકા, ઔરંગા, પાર, કોલક, દંમણગંગા, વાંકી અને ખરેરા છે.

**મૂખ્યગામો ધરમપોર**—રાજધાનીનું શહેર છે. ગામની દક્ષિણે માધવગઢ નામનો ડુંગર અને એક અંગ્રેજી શાળા છે, હાલમાં આ ગામમાં કેટલાંક જોવા લાયક સ્થળો બંધાવેલાં છે. ગામની વસ્તીનો મોટો ભાગ ચાંદ્રસેનીય કાયસ્થોનો છે. બીજા ગામો-રૂથલા. આછાવણી, અને ગોડથળ છે.

**નીકાશ**--કઠોળ, શેરડી, ડાંગર, નાગલી, ઇમારતી લાકડાં વિગેરે.

## વાંસદાનું રાજ્ય

આ સંસ્થાનનાં રાજા સાહેબ સોલંકી રજપુત છે.

**નિકાશમાં**--ડાંગર, નાગલી; દાળ, તલ, કોદ્રા, જુવાર, શેરડી, મહુડાં, ખજુરાં, ઈમારતી લાકડાં અને સીસમ વિગેરે છે.

આ રાજ્યમાં પણ ડુંગરા તથા જંગલ ઘણાં છે. એનો વિસ્તાર એકંદર ૨૪૦ મેલ છે. વસ્તી ૪૧૭૭૩ માણુસની છે.

સીમા--ઉત્તરે-ગાયકવાડી રાજ્ય દક્ષિણે--ધરમપોરનું રાજ્ય પૂર્વે--ખાનદેશ અને પશ્ચિમે—સુરત જિલ્લો

નદીઓ-- કાવેરી, અને અંબિકા..

મોટાગામ--વાંસદામાં ૩૩૦૦ માણુસની વસ્તી વાળું ગામ છે. અહીં દવાખાનું, કન્યાશાળા, રાજમહાલય વિગેરે જોવા લાયક મકાનો છે.

તે સિવાય બીનાર અને કાંબળા બે મોટા ગામ છે. આખા રાજ્યમાં ૧૩ ઉપર નિશાળો છે. અને તેમાં ૫૦૦થી ઉપર છોકરાઓ ભણે છે.

## સચીનસ્ટેટ

નવાબનાં તાબાનું આ રાજ્ય છે. એમાં ૨૦ ગામ છે તે એક જથે નથી, પરંતુ ચોર્યાસી તાલુકામાં અને જલાલપોર તાલુકામાં છુટક છુટક વહેંચાયલાં છે. જંજીરામાં પ્રથમ આ નવાબના બાપ દાદા રહેતા હતા અને પ્રથમ બાલુ મીયાં નામનાં નવાબ તે જગ્યા છોડી ઇંગ્રેજે આપેલા આ પરગણાંમાં આવી રહ્યાં હતાં એની પેદાશ જુવાર, કપાસ, ડાંગર અને શેરડી છે.

એમાં ૧૯૩૩૩ની ઉપર માણુસોની વસ્તી છે. એકંદર ૧૬ ઉપર નિશાળો છે અને તેમાં ૧૨૫૮ ઉપર છોકરા ભણે છે ખાદી વગેરે કાપડ સારૂં બને છે.

**મોટા ગામો**—સચીન–ચોર્યાસી તાલુકામાં આવેલું છે તેમાં રાજાનો મહેલ તેમની કચેરી વિગેરે જોવા લાયક છે. એક લાયબ્રેરી તથા દવાખાનું તથા રેલ્વે સ્ટેશન છે.

ભીમપોર }
ડુમસ } —દરીઆ કિનારે હવાખાવાનાં ઠેકાણાં છે.

લાછરસ—એમાં નવાબ સાહેબનો બંગલો છે.

## ડાંગ દેશ.

એક મોટા રૂષીનાં નામપરથી આ દેશનું નામ ડાંગ (દંડકમહર્ષિ-દંડકારણ્ય) દેશ પડ્યું છે. વિસ્તાર ૬૬૦ મૈલ છે. વસ્તીનો મોટો ભાગ ભીલોનો છે. પર્વતો ખીણો અને ઘાડા જંગલો ઘણાં છે એની પેદાશ–જુવાર, બાજરી, સાગ, ઘઉંને બટાટા છે. એ આખા પ્રાંન્તનું નામ ડાંગ છે. પરંતુ એ નામનું કોઇ શહેર કે ગામ નથી.

**મોટા ગામ**—ઘાડવી–સૌથી મોટામાં મોટું ગામ છે અને ત્યાંનો ભીલ સરદાર દરેક ડાંગના ભીલસરદારોનો ઉપરી છે.

## પોર્ટુગીઝ રાજ્ય.

પોર્ટુગીઝ રાજ્યનો દમણ પ્રાન્ત લગભગ સુરત જિલ્લામાં ભેળવી શકાય છે કારણ કે એ પ્રાન્તમાં નાં લોકો કેવળ ગુજરાતી ભાષા બોલનારા અને ગુર્જર વહીવટને અનુસરનારાં છે. ઉત્તર વિભાગ ગુજરાતી ભાષા બોલનારો છેવટનો જિલ્લો સુરત જિલ્લો છે એટલે આ રાજ્ય પણ વ્યવહારીક દ્રષ્ટિએ સુરત જિલ્લા માં ગણી શકાય છે. અને એનું નગર હવેલી નામનું પ્રગણું ઘણું ફળદ્રુપ છે. મુખ્ય પાક ડાંગર અને તંબાકુ નો છે. તેના મોટાં ગામ—સીલવાસા એ પ્રગણાનો કલેકટર ત્યાં રહે છે તેની સરકાર, ન્યાયકોર્ટ, જેલ વગેરે પણ આજ ઠેકાણે છે. એક મોટી હોસ્પિટાલ, ફિરંગી ભાષાની નિશાળ, પોસ્ટ વિગેરે પણ છે.

**દાદરા**—ગુજરાતી નિશાળ અને પોસ્ટ ઓફિસ છે.

**આમ્બોળી**—મોટું ગામ છે.

વસ્તીનો મોટો ભાગ કાળીપરજનો છે.

દમણ કસ્બો—

**મોટાં ગામ**—દમણ–વચ્ચેથી દમણગંગા નદી વહે છે એક બાજુએ મોટો ભાગ છે કે જ્યાં સરકાર છે, તે મોટી દમણ કહેવાય છે બીજો ભાગ

નાની દમણ કહેવાય છે અહીં પણ કોર્ટ, જેલ નિશાળ વગેરે છે.

બંદર ઘણું સારૂં છે પણ યોગ્ય ખીલવણીને અભાવે હાલ બુરી દશા ભોગવે છે. અહીંનો વડો અધિકારી ગવર્નર કહેવાય છે અને તે હિંદુ નહિ પણ પોર્ટુગીઝ હોય તેજ નિમાય છે. રાજ્યતંત્ર અંધેરવાળું ગણાય છે.
કોટ વિગેરે સ્થળો જોવા લાયક છે.

ભેંસરોડ—દંમણથી વાપી આવતાં રસ્તામાં ગામ છે અને ત્યાં દારૂ ગાળવાનું મોટું ફડ છે.
સિવાય, વકકુન, વાંકડ, ડાભેલ વિગેરે નાનાં ઘણાં ગામો છે.



# "ખાસ સુચના."

હમારા તરફથી ખાસ સારાં ને સસ્તાં સ્કુલ ઉપયોગી પુસ્તકો "મુખગણીત શિક્ષણ" ડિક્ટેશન શિક્ષણ વગેરે થોડા વખતમાંજ બહાર પડશે માટે હમારા માનવંતા ગ્રાહકોને હમો ભલામણ કરીએ છીએ કે એ સંબંધીના પુસ્તકો ખરીદતાં પહેલા પુસ્તકોને જોઇ ખાત્રી કરવી. આજ કાલ કેટલાક વેપારીઓએ બુકોના કદ કરતાં કીંમત એકદમ ચઢાવી દીધી છે. તે સાથે સરખાવતાં અમોએ બુજ કીંમતમાં આ બુકો પ્રગટ કરવાનું સાહસ ઉઠાવેલુ છે. માટે હમારા કદરદાન ગ્રાહકો હમારી સેવાની કદર કરશે. એવી આશા છે.

શા૦ લલ્લુભાઈ નારણદાસ-લીમડાચોક.

તથા

જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ,

બુકસેલર એન્ડ પબ્લિસર,

સ્ટેશનરોડ તાર ઓફીસ સામે-સુરત.